સાંભળી ડોશી તેને પવિત્ર પુરૂષ જાણી બોલી કે, બેટા! તું કોઇ પવિત્ર પુરૂષ છે માટે તારા હાથથી મારૂં મોત થાય તો મારી સદ્દગતિ થાય. મેં જુવાનીમાં અસખ્ય કુકર્મો કરી નાણું એકઠું કર્યું છે અને તે કોઇ લઇ ન જાય એટલા માટે આ જંગલમાં આવી આ જગાએ દાટયું છે ઘડપણમાં મને હવે એ કુકર્મોનો પસ્તાવો થાય છે માટે તારા જેવા પ્રભુભક્તના હાથે મરૂં તો મારો જીવ સંતોષ પામે અને આ મારા ધનનો પણ સારો ઉપયોગ થાય; માટે બેટા, પાણી સાથે મારો પ્રાણ તથા પૈસો સ્વિકારવાની હા કહે તો તને પાણી પાવા હું તૈયાર છું

કામાધસિંહે વિચાર્યું કે, મનુષ્યઘાત કરવી એ મોટું પાપ છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

## श्लोक.

तिर्यक्योनिसहस्रेषु प्राप्य जन्म पुनःपुनः ।
अतिजातिषु जायन्ते पुरुषाः प्राणिहिंसकाः ॥१॥

**અર્થ**—જીવની ઘાત કરનાર પુરૂષ તિર્યંચની યોનિના વિષે હજાર વાર ફરી ફરીને જન્મ પામે. વળી ચંડાળની જાતિને વિષે ઉપજે.

વળી ઉપકારને બદલે *અત્યુપકાર કરવો જોઇએ પણ ઉપકારને બદલે †અપકાર કરવો એ ઘટિત નહિ. માટે જીવ જાય તો ખેર પણ એ નીચું કામ ન કરવું. એમ વિચારી બોલ્યા ચાલ્યા વગર ત્યાંથી પણ આગળ ચાલ્યો.

વળી કેટલેક દૂર જતાં એક શીકારી મળ્યો. તે ગોફણના ગોળાથી કેટલાંક પક્ષીઓને મારી હાથમાં ટટળતાં પકડી ચાલ્યો જતો હતો. તેની કમરે દારૂની એક બાટલી

* ઘણો મોટો ઉપકાર † ગુણ ઉપર અવગુણ

લટકતી હતી તે જોઇને તેને પાણી સમજીને કામાંધસિંહે તેમાંથી થોડો હિસ્સો આપવા તેને પ્રાર્થના કરી. શીકારી બોલ્યો કે, પાણી તો મારી પાસે નથી પણ આ દારૂ છે તે સુખેથી પી અને તરસ છીપાવ. વળી સામે મારી ઝુંપડી છે ત્યાં આવે તો તાજા માંસનો ખોરાક આપી તૃપ્ત કરૂ.

કામાંધસિંહે વિચાર્યું કે, પ્રભાસપાટણ પાસે જાદવાસ્થળી થઇ અને આખા જાદવકુળનો નાશ થયો એ દારૂથીજ. શાસ્ત્રમાં કહ્યું છે કે;—

**मद्यं पीत्वा मतिभ्रंशो नराणां जायते खलु ।**
**न धर्मो न दया तेषां न ध्यानं न च सत्क्रिया ॥**

**અર્થ**—દારૂ પીવાથી માણસની બુદ્ધિ નક્કી હીણ થાય છે અને તેનામાં ધર્મ, દયા, ધ્યાન અને સારી ક્રિયા રહેતી નથી.

માટે તેનાથી તરસ છીપાવવા કરતાં આગળ ચાલવુંજ બહેતર છે. વળી તે માંસ ખાવાનું આમંત્રણ કરે છે, પણ ભૂખે મરવુ તે માંસ ખાવા કરતાં ઘણું ઉત્તમ છે. કારણ કેઃ—

**हिंसाप्रवर्धकं मांसमधर्मस्य प्रवर्धकं ।**
**दुःखस्योत्पादकं मांसं तस्मान्मांसम् न भक्षयेत ॥**

**અર્થ**—*માંસ હિંસા અને અધર્મનું વધારનારૂં છે

---

*__માંસ__ શબ્દનો અર્થ શ્રી મનુમહારાજે આ પ્રમાણે આપ્યોછે –
**माम्**=મને+**स**=તે એટલે "મને તે" અથવા "તે મને." ભાવાર્થ એવો છેકે, આલોકમાં જેના માંસનું હુ ભક્ષણ કરીશ તે મને ("માંસ") પરલોકમાં ભક્ષણ કરશે. દારૂ તથા માંસખોરાકથી શરીર,મન, નીતિને થતાં નુકશાન, તથા દરેક ધર્મશાસ્ત્ર દારૂ તથા માંસ ખાવાની મના કરેછે તે સાબીત કરનારાં પ્રમાણો, વનસ્પતિખોરાકના ગુણ જણાવવા માટે પ્રખ્યાત દાક્તરો, હકીમો, વૈદ્યો, કવિઓ, તત્વજ્ઞાનીઓ વિગેરેના અભિપ્રાયો—એ સર્વ સહિત તથા

અને દુઃખનું ઉપજાવનારૂં છે માટે તે ન ખાવું.

એમ વિચારી ત્યાંથી પણ આગળ ચાલ્યો. વળી કેટલેક દૂર જતાં કોઇ શહેર નજીક આવવાનાં ચિન્હ દેખાયાં. એક બગીચા વચ્ચે સુંદર નાની બંગલી કે જ્યાંથી શહેર બે મૈલ દૂર લાગતું હતું ત્યાં આવીને ઘોડો થોભાવ્યો તો તે મકાનના છજામાં એક અત્યંત સુંદર સ્ત્રી મુખમલના ગાદી તકીઆ ઉપર આરામ લે છે અને એક દાસી પગ તગાસે છે તથા બીજી ખસના પંખાથી મંદ મંદ વાયુ ઢોળે છે. આ સુંદરી નજીકના શહેરમાં ગણિકાનો ધંધો કરતી હતી. દુષ્ટ આચરણોથી બગડેલી તબીયત સુધારવા અર્થે તે હમણાં આ એકાંત જગામાં થોડું થયાં આવી રહી હતી. તેને જોવાથી કામાંધસિંહની કલ્પના ચપળ બની. તેને પકડી રાખવા હમણાં સુદર્શનશેઠ પાસે ન હતા. તેથી તે ઉડી અને સુંદરીના હોઠમાં, આંખમાં, શરીરમાં, વસ્ત્રોમાં, સય્યામાં—ક્યાંહી ક્યાંહી ભમવા લાગી. ભમતી કલ્પનાએ નજરને ટકાવી રાખી અને ચાલાક ચપળાએ તે નજરનો સત્કાર કર્યો. એને તો આવા શ્રીમંત ભક્ષથી વધું પ્રિય બીજું શું હોય ?

આવા મલીન ચિત્રોને આબેહુબ બનાવી વાંચનારને ફાયદા કરતાં નુકશાન વધું કરવાનું અમને પસંદ નહિ હોવાથી એટલેથીજ ટુંકું વાળીશું કે વેગી કલ્પનાનો આ ઘોડેસ્વાર નીતિનો શિક્ષક હોવા છતાં આખરે મલિન વિચારમાંથી મલિન કૃત્યમાં જોડાયો અને વિષયલુબ્ધ થઇ

---

પ્રાણીહિંસાની વિરૂદ્ધમાં ઘણા દાખલા દલીલો સહિત અમોએ "પ્રાણીહિંસા અને પ્રાણીખોરાક નિષેધક" નામનું પુસ્તક પ્રગટ કર્યું છે, જે વાચીને કેટલાક માંસાહારીઓએ માંસભક્ષણ તજ્યું છે. કિમ્મત ફક્ત ૦-૭-૦.

આ જગાએજ ઘણા દિવસ સૂધી પડી રહ્યો. *કામવશ થયેલાની બધી કામના હવે સંગ રંગમાંજ આવી રહી હતી. તે મિત્ર, વિદ્યા, સૌર્ય સર્વે વિસરી ગયો. ખરૂં છે કેઃ—

**દોહરા.**

"સત્ય શીળ ડા'પણ ગયું, ગયુંજ નિરમળ નામ;<br>
સો પાણી વ્હેતે ગયું, જ્યારે પ્રગટયો કામ. ૧<br>
પૂત્ર મિત્ર વ્હાલો નહીં, નહિ રત્ન નહીં દામ;<br>
પંડિત પણ વ્હાલો નહીં, જ્યારે પ્રગટયો કામ. ૨<br>
અળખામણું આખું જગત,અળખામણા શિવશામ;<br>
આત્મા નિજ અળખામણો, જ્યારે પ્રગટયો કામ.૩<br>
ગમે ન ઘર પુર મેડિયો, ગમે ન ઉદ્યમ ઠામ;<br>
ગમે ન વાત વિદ્યા તણી, જ્યારે પ્રગટયો કામ. ૪<br>
ઉમયા ઇશે ન જીતિયો, જીત્યો નહીં શ્રી રામ;<br>
બ્રહ્માએ નવ જીતિયો, કાળ રૂપિ જે કામ. ૫<br>
વેદ પઠન કવિ ચાતુરી, સઘળી વાતો સ્હેલ;<br>
આભ ચઢન ઇંદ્રી દમન, કામ જીતન મુશ્કેલ. ૬

---

* કામ એટલે ઈચ્છારૂપી વિકાર, તેને સસ્કૃતમા ચલકારથી દેવ ગણે છે. અને માણસના મન ઉપર જે જે પ્રકારે એ પોતાની સત્તા ચલાવે છે તે પ્રમાણે તેનાં જૂદાં જૂદાં નામ કવિઓએ સસ્કૃતમાં આપ્યા છે. જેમ કે.—

**શ્લોક.**

मदनो मन्मथो मारः प्रद्युम्नो मीनकेतनः ।<br>
कन्दर्पो दर्पकोऽनंगः कामः पंचशरः स्मर· ॥१॥<br>
शम्बरारिर्मनसिजः कुसुमेषु रनन्यजः ।<br>
पुष्पधन्वा रतिपतिर्मकरध्वज आत्मभूः ॥२॥

અર્થઃ—**મદન**–મદ ઉપજાવનાર **મન્મથ**–મનને ડોળી નાખનાર **મારઃ**–મારનાર. **પ્રદ્યુમ્ન**–મનને ઉન્મત્ત કરનાર **મીનકેતન**–જેની ધજામાં માછલી કાઢેલી છે એવો. **કન્દર્પ**–ગર્વ ઉપજાવનાર.

કામાધસિંહને પ્રથમ પહેલી છાપરીવાળી સ્ત્રીએ સંગ કરવાનુ કહ્યું હતુ પણ તેણે તે કબૂલ કર્યું નહોતું કારણ કે તે તેને આ ગણિકાની પેઠે મોહલુબ્ધ કરી શકી નહોતી. સ્ત્રી અથવા પુરૂષના શિયળની પરીક્ષા ક્યારે થાય કે, જ્યારે એકાંત મળવા છતાં તથા એક બીજાનાં અંગોપાંગ નિરખવા છતાં અને રૂપ, ગુણ, દ્રવ્ય, સત્તા આદિ હજારો લાલચો છતાં ચળિત થાય નહિ ત્યારે. કેટલાક વિર્યહિન હોવાથી, કેટલાક કરૂપ હોવાથી, કેટલાક લાગ નહિ મળવાથી, કેટલાક ઉપર જાપતો હોવાથી અને કેટલાક શરમાળ હોવાથી વ્યભિચાર ન કરે તેથી કાંઇ તેઓ શિયળવંત ન કહેવાય પણ જ્યારે ઉપર પ્રમાણે લાલચો છતાં વિષયજાળમાં ન લપટાય ત્યારે તેને ખરો શિયળવંત કહેવો. અને એવા પુરૂષનુંજ મૂખવચન ફળે છે તથા તેને માથે આળ આવ્યું હોય તો ઇશ્વર સહાય કરે છે—નિર્ધન, ત્યાગી કહેવાય નહિ પણ જે

---

**દર્પક**–ગર્વ ઉપજાવનાર. **કામ**–ઇચ્છા **પંચશર**–જેને પાચ બાણ છે એવો. **સ્મરઃ**–સ્મરણથી ઉત્પન્ન થયેલો. **શમ્બરારિ**–શિવનો શત્રુ. **મનસિજ**–મનમાથી ઉત્પન્ન થયેલો **કુસુમેષુ**–જેનુ બાણ ફૂલ છે એવો. **અનન્યજઃ**–જેની ઉત્પત્તિ બહારથી નથી એવો **પુષ્પધન્વા**–જેનું ધનુષ્ય ફૂલ છે એવો. **રતિપતિઃ**–રતિનો વર **મકરધ્વજ**–મગર જેની ધજા છે એવો. **આત્મભૂઃ**–જેની આત્મ થકી ઉત્પત્તિ છે એવો

વળી કામદેવને પાંચ બાણ છે એવી કલ્પના કવિઓએ કરેલી છે. તેનું ધનુપ શેલડીનું અને ધનુષની દોર (પણછ) મધમાખીની હારની કલ્પી છે અને પાંચે બાણને છેડે પાંચ જાતનાં ફૂલનાં પલ્લવ અણી ઉપર લગાડયાં છે એથી માણસની પાચે ઇદ્રિય ઉપર પોતાની સત્તા ચલાવેછે. **એ પાંચ ફૂલનાં નામઃ—૧ અર્વિંદ** એટલે કમળ. ૨ **અશોકનું ફૂલ**. ૩ **શિરીષનું ફૂલ**. ૪ **આંબામોર**. ૫ **ઉત્પલ** એટલે ભુરૂં કમળ. કેટલાએકના કહેવા પ્રમાણે **ચાંપુ**, **આંબો, નાગકેશર, કેવડો** અને બીલીનું ફૂલ એ પણ ગણાયછે.

છતા ભોગ વૈભોગ છાડે તેજ ત્યાગી કહેવાય.

ગણિકાએ કામાધસિંહ પાસેથી થોડે થોડે સર્વ ઘરેણું ગાંઠુ હેરી લીધું. કહ્યું છે કે:—

દોહરો.

**કલ્લી કાઢો કર તણી, લૈ આપે પકવાન;**
**ગણિકાને વળી ગંઠિયો, જાણો બેહુ સમાન. ૧**

જ્યારે કામાંધસિંહની પાસે કાંઇ પણ ન રહ્યું ત્યારે ગણિકાએ કહ્યું કે, પ્રિતમજી, હવે કાંઇ પણ ઉદ્યગ કરીને પૈસો લાવો. આપણું ખર્ચ ઘણુ છે માટે આમ નિરૂદ્યમી બેશી રહે ગુજરાન શી રીતે ચાલશે ? ગણિકાનું આવું બોલવું સાંભળી તેણે વિચાર કર્યો કે, મને અહીં આવતા માર્ગમાં પેલી બીજી છાપરીવાળી વૃદ્ધ ડોશી દાટેલો ખજાનો આપવાનું કહેતી હતી પણ મે તે લીધો નહોતો તો તે લેતાં શી હરકત છે ? ડોશી બિચારી મારા હાથે મરવાથી સદ્‌ગતિ થશે એમ માને છે તો એને મારવામાં શું *પાપ

* જોજો, વ્યભિચારથી બુદ્ધિ કેવી ફરે છે અને અવળુ સૂઝે છે? પ્રથમ તેણે દારૂ, માસ ખાવાનુ અને મનુષ્યઘાત કરવાનુ પોતાને ઘણી તરસ લાગ્યા છતાં અને વગર માગણીએ મળ્યા છતા પણ કબૂલ કરેલું નહિ, તે આ વખત વ્યભિચારી બનવાથી તે સર્વે કામ તેની માગણી કરીને પોતાને કરવાં પડયા અરેરે ! કેવો દુષ્ટાચાર વ્યભિચારનો છે ? જેનામાં વ્યભિચારનો દુર્ગુણ પેઠો તેનામાં સર્વ દુર્ગુણો આવ્યા સમજવા કારણ કે સર્વે દુર્ગુણોનો નાયક વ્યભિચાર છે. વળી જેણે એકવાર વ્યભિચાર કરી લાજ મૂકી તેણે તો પછી સર્વદા લાજ નેવે મૂકી સમજવી કહ્યુ છે કે—" પ્રમગ લાજ મૂકતાં વાર; પછી તો સહેજે વાર હજાર." વળી કહ્યુ છે કે,—**विवेकभ्रष्टानां विनिपातः शतमुखः** એટલે જે માણસ ખરા ખોટાના વિચારથી ભ્રષ્ટ થયો તેની સો રસ્તે અધોગતિ ( ભ્રષ્ટતા ) થાય છે. ( ભર્તૃહરી )

છે? એમ વિચારી ઘોડેસ્વાર થઇ ગણિકાની રજા માગી ધન લેવા નીકળ્યો. ચાલતાં ચાલતાં પ્રથમ પેલી પહેલી (જતાં છેલ્લી) શીકારીની છાપરી આવી ત્યાં પોતે વિચાર્યું કે, દારૂ પીધામાં કાંઈ પાપ નથી. જો પાપ હોય તો આટલા બધા માણસો શું કરવા પીએ? એમ વિચારી શીકારી પાસેથી દારૂ માગીને પીધો. ત્યાંથી આગળ ચાલતાં પેલી ધનવાળી વૃદ્ધ ડોશીની છાપરી આવી, તે ડોશીને મારીને ધન લેઇ, આવી ગણિકાને આપ્યું. ગણિકા ધન દેખી સંતોખાઈ, અને કામાંધસિંહ ઉપર પ્રથમથી વધારે પ્રેમ બતાવવા લાગી. કહ્યું છે કે:-

**દોહરો.**

**ધન લાવ્યે મન લાવતી, નિર્ધન થયે અભાવ;**
**સગી પૈસાની પદ્મણી, જાતે નીચ સ્વભાવ. ૧**

વળી કેટલાક દિવસ વિત્યા પછી ગણિકાએ કહ્યું કે, સ્વામિનાથ! પૈસો ખુટયો માટે કાઇ પણ ઉદ્યમ કરો કામાધસિહે પૈસો સપાદાન કરવાને ઘણી નજર દોડાવી પણ કાંઇ ઉદ્યમ સૂઝયો નહિ તેથી ચોરી કરવાનો વિચાર ધાર્યો.

બીજે દિવસે કોઇ પાસેના ગામમા જઇને મધ્ય રાતે એક ગૃહસ્થ વાણિયાના ઘરમાં ખાતર પાડી પેઠો અને પટારાનુ તાળુ તોડીને માહેથી દસ હજાર રૂપિયાના દાગીના કાઢ્યા. અને તે લેઇ બેઠો હતો ત્યાંથી ઉભો થવાની તૈયારી કરવા જાય છે એટલે ઘરમાં બે ઘોઘર (બિલાડા) વઢવા લાગ્યા. તેના શોરથી વાણીઅણ જાગી ઉઠી અને તેઓને હાકવા સારૂ લાકડી ખોળવા જાય છે એટલે આ ચોરભાઇની ચોટલી હાથમાં આવી; પણ વાણીઅણે ધાર્યું કે, મારો સ્વામિ લઘુશંકા માટે ઉઠયો હશે, તેથી બોલ્યા ચાલ્યા વગર ચોટલી છોડી દીધી. ચોર તો ગાભરો થઈ નાસવા જાય છે એટલે વાણીઆનો ખાટલો પગે અથડાયાથી

તે વાણીઆ ઉપર પડયો. વાણીએ ધાર્યું કે, સ્ત્રીએ કોઈ જાર પુરૂષ ઘરમા ઘાલ્યો હશે તેથી બૂમ પાડીશ તો મારી ફજેતી થશે. તેથી મુંગા મોઢે તેને શિક્ષા કરવા સારૂ ખૂબ લાકડીઓના ઝપાટા મારવા લાગ્યો—**ચોરને બરડે પડ્યા સોળ, પણ નથી કરતો શોર, તેમ નથી કરતો જોર!!** લાકડીઓના ઝપાટા સાંભળી સ્ત્રીએ ધાર્યું કે, ઘોધરને મારે છે; તેથી તે બોલી કે મારજો! મારા રડયાને!! બહુ પેંધ્યો છે!!! આથી વાણીએ કહ્યું કે, દુષ્ટા! તને બહુ ઝાકળ (ડાંડાઇ) ભરાયું છે! તું તારે છાનીમાની પડી રહેને! તારી વલે સવારમાં, અત્યારે આની કરવા દે! વાણીઅણે ધાર્યું કે, મેં ઘોધરને હાંકી કાઢયો નહિ, તેથી તે મારા ઉપર ગુસ્સે થઇ આમ બોલે છે; તેથી તે પણ લાકડીઓના ઝપાટા દેવા લાગી. બિચારા કામાંધસિંહને માર પડવામાં બાકી રહી નહિ તેથી છેક અધમુઓ થઈ રહ્યો, પણ વાણીએ પોતાની ફજેતી થવાની બીકથી તેને રોકયો નહિ; તેથી તે ઠાલા હાથે બરડો સૂજાડી રસ્તે પડયો. રસ્તામાં ચોકીદારે તેને પકડયો અને તે વખતના કાયદા મુજબ તેને જાહેરમાં કાંડાં કાપવાની શિક્ષાનો હુકમ થયો.

પેલા સુદર્શનશેઠ થોડાક દિવસ તો શહેરમાં ફર્યા અને શહેરમાં શો શો વેપાર ચાલે છે, શો શો માલ પરદેશ ચડાવાય છે અને શા માલની આયાત થાય છે તે સર્વે કોઇને પૂછીને તથા દરબારી દફતરોમાંથી કેટલીક મુશીબતે વિગતો મેળવીને તથા વેપારના મુખ્ય સ્થળોની મુલાકાત લઇને જાણી લીધું એ લોકોની વ્યાપારપદ્ધતિ તથા બીજી દરેક જાણવા જેવી બાબતોનું જ્ઞાન પણ મેળવી લીધુ. છેવટે રેશમી કાપડ એ જગામાં ઘણુ ઉત્તમ અને જથાબધ બનતુ જોવાથી તે માલ પરદેશ ચડાવવા ધાર્યું અને અનુભવી કા-

રીગરોને કામે લગાડીને પોતે બનાવેલો માલ પરદેશ ચડાવવા લાગ્યા. થોડા મહિનાગાં તો તેમને સારો લાભ જણાયો અને એક મોટા અને પ્રમાણિક વેપારી તરીકે શહેરમાં તેમજ દેશાવરમાં પ્રખ્યાત થયા.

નગરીના રાજાને પોતાના કુટુંબ કે રાજ્ય માટે જે કાંઇ રેશમી ખર જોઇતો તે સુદર્શનશેઠજ પૂરો પાડતા અને તેથી રાણી રૂપસુંદરી સાથે ઘણી વાર તેમને મુલાકાત થતી. રાણી સદ્‌ગુણી અને વિદ્યાવિલાસી હતી વાદ્યકળા, ગીતકળા, ચિત્રકળા, વિગેરે બારીક હુન્નરોમાં જેટલી પ્રવિણ હતી તેટલીજ, રાજખટપટથી થાકેલા પતિને રીઝવવામાં પણ ચાલાક હતી. દાન, દયા અને શિયળના ગુણો તેના સુંદર શરીર અંદરના કાળજાને પણ શોભાવતા હતા. આટલું છતાં તેનામાં એક ખામી હતી: તે એ કે, કુતુહલ જોવાની તેને ટેવ પડી હતી; તે એટલે સૂધી કે તેની પરીક્ષાગાં કેટલાક લોકો પ્રાણ ખોવાની અણી ઉપર આવી જતા. તેણે એકવાર વિચાર્યું કે, સુદર્શનશેઠ જ્યારે અત્રે આવે છે ત્યારે નીચુંજ જુએ છે ગાટે કાં તો તે અત્યત શિયળવંત હોવો જોઇએ અને કાં તો અત્યંત લંપટપણાને બહારની સભ્યતામાં છુપાવવા ઇચ્છિનાર ઢોંગી હોવો જોઇએ. માટે એક દિવસ તેને પણ કસી જોવાનો અને બે ઘડી કુતુહલ જોવાનો ઠરાવ કર્યો.

પાસેની નગરી અમરાવતીના રાજા સાથે આ નગરીના રાજાને ગાઢી મિત્રાચારી હોવાથી એક વખત તે તેને મળવા અને થોડા દિવસ તેની સાથે શિકાર કરવા માટે અમરાવતી ગયો. આ નગરી તેજ હતી કે જ્યાં પેલો કામાંધસિંહ હમણા વ્યભિચારના ખાડામાં પડી પાયમાલ થયો છે. જે દિવસે કામાંધસિંહને સર્વ નગરવાસી લોકોની સમ-

ક્ષ કાંડાં કાપવાની શિક્ષા થવાની છે એજ દિવસે અને એજ વખતે તથા એજ જગાએ એક બીજા નિર્દોષ તહોમતદારને ફાંસીની શિક્ષા થવાની છે; જેનું કારણ તપાસવા આપણે હવે પાછા સુદર્શનશેઠના ઇતિહાસ તરફ ફરીએ.

રૂપસુંદરી રાણીએ રાજાની ગેરહાજરીનો લાભ લઇને એક સંધ્યાસમયે સુદર્શનશેઠને કહાવી મોકલ્યું કે, અમરાવતી નગરીનાં પટ્ટરાણીએ મારા ઉપર સખીભાવથી ઉમદા ચીર ભેટ મોકલ્યાં છે તે આભારના બદલામાં મારે એથી પણ સરસ ચીર તેમને મોકલવા મરજી છે. કાલે મારી એક દાસીને કામ પ્રસગે અમરાવતી મોકલવાની હોવાથી તેની સાથેજ એ ચીર મોકલવા ઠરાવ કર્યો છે માટે તમે હમણાં અત્રે આવીને મારી પાસેનાં ચીર જોઇ જાઓ અને પછી એથી સુંદર ચીર મોકલી આપો એમ મારી ઇચ્છા છે.

રાણીના હુકમ મુજબ સુદર્શનશેઠ રાતના આઠ વાગ્યે રાજ્યમહેલમાં ગયા. આ વખતે વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો, મોર મધુર અવાજ કરતા હતા. શયનગૃહમાં ઉત્તમ વસ્ત્રાલંકાર અને ફૂલોથી શોભતી યુવાન રાણી એક હિંચકા ઉપર બેઠી બેઠી હીંચતી હતી અને સારંગીમા "વર્ષાઋતુ વર્ણન" ઉતારતી હતી. આવી રીતે ગાવું વગાડવું એ આજ કાંઈ નવાઇનું ન હતું, કારણકે એજ સારંગી અને એજ ગીતે તેના જંજાળી પતિને ઘણી વાર પ્રિયા–પ્રેમના અને ઘણી વાર પ્રભુ–પ્રેમના મહાસાગરમાં ડુબકીઓ ખવરાવી હતી

શેઠ કાંઇ મૂઢ ન હતા કે આ સૌ દેખાવ જોઇ ખુશ ન થાય. તે સારી ચીજોને જોઇ આનંદ પામ્યા પણ સારૂં રૂપ જોઇ નીચે દૃષ્ટિ કરી. દૃષ્ટિમાંથી વિકાર થાયછે અને એકાંત તે વિકારને વકરાવે છે એમ તે બરાબર સમજતા હતા. જીભ,

કાન, આંખ, વિચાર શક્તિ, કલ્પના શક્તિ, વિગેરેથી જેમ તેમને આનંદ થતો તેમ સ્ત્રીસંગથી પણ તે આનંદ પામતા ખરા; પણ તે આનંદોની સિમા તે બરાબર સમજતા. એ બીજી જાતનો આનંદ માત્ર આનંદની ખાતરજ તે શોધતા નહિ, પણ તેને એક શારીરિક અને સાંસારિક કર્ત્તવ્ય બજાવવા જતાં મળતો કેફ સમજતા—કે જે હદ છોડવાથી જરૂર વિનાશકારક નિવડે છે. તેમણે વાદરાની બ્હેન કલ્પનાશક્તિને પોતાના સ્વભાવે જવા દીધી ન હતી પણ તેને વાનરપણામાંથી છોડવી માણસપણામાં—બહાદુરીમાં આણી હતી; તેથી એ વાનરી તેમને સ્ત્રી બતાવીને અથવા સ્ત્રીની વાત કરીને ગલગલીયાં કરી શકતી નહોતી. મોટા મોટા યોદ્ધાઓ અને ભાષણકર્ત્તાઓ રણક્ષેત્રો અને સભાઓને ગજાવી આવ્યા પછી એક અબળા પાસે રંક—ગાયલા— છોકરવાદ બની જાય છે તે જોઇ તેમની નિર્બળતા ઉપર તે હસતા અને એક મોટામાં મોટા વિકાળમાં વિકાળ યોદ્ધા ઉપર જીત મેળવવામાં ફતેહમંદ થવા માટે પોતાને ધન્યવાદ આપતા હતા. કેટલીક વાર તેમની પોતાનીજ સ્ત્રી જ્યારે તેમને પોતાના રૂપ, લાવણ્યતા આદિથી ઘાયલ કરવા કોશીશ કરતી ત્યારે તેને પણ તે ઘડી નચાવતા અને પોતે એક યોગી માફક—એક પથ્થર માફક—એક તુંબડા માફક બનતા. પશુવૃત્તિ તૃપ્ત કરવાનો સાંચો મેળવવા અર્થે નહિ પણ તે દુનીઆદારીનાં કર્ત્તવ્યો બજાવવામાં સ્હાયભૂત થવા માટે એક સાચા અને મધુર મિત્રની ખાતરજ સ્ત્રીની જરૂર છે એમ તે સમજતા અને તેથી તેમનું મન ખુલ્લું—દૃઢ, ઉંડા વિચાર કરવા સમર્થ, અને શાંત હતું.

હમણાં શેઠની નીચી દૃષ્ટિ ઉંચી કરાવવા સારૂ રાણીએ વાત ઉપાડી કે, કેમ સુદર્શનજી, આ ઝરમર વરસાદમાં

સારંગી કેવી મધુર લાગે છે? જેવી એક અબળા સ્ત્રી પુ-રૂપના ઉપર સત્તા ચલાવે છે તેવીજ આ સારંગી પણ અ-બળા છતાં તેના શોણીનો ઉપર સત્તા ચલાવે છે કવિઓ તો વળી સારગી અને કવિતામાં લુબ્ધજ થઇ જાય છે. જુઓ તો ખરા આ એક વર્ષાઋતુના વર્ણનમા એક કવિ-એ કેવી ખુબી વાપરી છે?

એમ કહીને વર્ષાઋતુની કુદરતનુ વર્ણન કરતા કરતાં વિલાસસુખના ચિતાર ઉપર આવી ચડી શેઠ સમજ્યા કે બે દિવસનો વિયોગ પણ સહેન ન થવાથી રાણીએ હમણાં કુ-ચેષ્ટા કરવા માડી છે, પણ દારૂ તથા દીવાસળીને જૂદાં પા-ડવાથી એ કુચેષ્ટા પાકુ રૂપ પકડતા અટકશે. એમ સમજી ઉભો થઇ બોલ્યો કે, માતુશ્રી, મારે જરૂરના કામ સારૂ જ-લદી જવું છે માટે જે કામે મને બોલાવ્યો છે તે કામ ફરમાવો.

રાણી બોલી. "અહો સુદર્શનજી, સારગીની ધુનમાં ને ધુનમા એ વાત તો હું ભૂલીજ ગઇ, માફ કરજો. જુઓ જે કાપડ તમને હુ બતાવવા માગુ છું તે કાપડમાથી મેં આ કાચળી કરાવી છે. એનુ પોત અને કુમાસ તો જુઓ." એમ કહી તેનો હાથ પોતાના ઊર તરફ ખેચ્યો. સદ્‌ગુણી રૂપસુંદરી એવી મૂર્ખ નહોતી કે પરીક્ષા ખાતર પરપુરૂષનો હાથ પોતાના અંગને અડવા દે. માત્ર તે હાથ ખેંચાવા દે છે કે નહિ તેટલુંજ જોવા માગતી હતી. શેઠે તરત હાથ પા-છો ખેંચી લીધો અને જાણે કે આ પેચ બીલકુલ સમજ્યો-જ નથી એવો દેખાવ કરીને બોલ્યો કે, "માતુશ્રી, પોત એ-મ નહિ જોઇ શકાય. એ ચોળી બદલીને બીજી પહેરો અ-ને તે મને જોવા આપો."

આ યુક્તિ નિષ્ફળ જવાથી રાણીએ હવે તેને ખુલી વાત કરી અને ગુપ્ત સંબંધ બાંધવા વિનંતી કરી. તથા

એ વચન માનવાથી તેને ઘણો લાભ મળશે એમ લાલચ આપી. શેઠે તેમ કરવા ચોખ્ખી ના કહી જેમ શુક–રંભા વચ્ચે સંવાદ થયો હતો તેમજ સુદર્શન અને રૂપસુંદરી વચ્ચે નીતિ અને અનીતિની વકીલાત ચાલી. જ્યારે કોઇ રીતે તે ડગ્યો નહિ ત્યારે છેવટે તેને ધમકી આપી. તેમાં પણ નહિ ફાવવાથી રાણીએ બૂમ પાડી કે–"આટલી રાત્રે રાજકુટુંબની આબરૂ લેવા કોઈ દુષ્ટ રાજમહેલમા દાખલ થયો છે." મહેલના ચોકીદારોએ તેને પકડયો અને રાણીના કહેવાથી તેજ વખતે પ્રધાનને રાજમહેલમાં તેડી આણીને તેના સ્વાધિન કર્યો. પ્રધાન વૃદ્ધ અને ચ્હીડીઓ હતો. રાતના વખતે ભરનિદ્રામાંથી જાગવું પડવાથી તેણે એકદમ શેઠને ફાંસીની સજા ફરમાવી. શેઠની વાત પણ કોઇએ સાંભળી નહિ આ વાત રાજમંહેલના માણસો અને પ્રધાન સિવાય બીજું કોઈ જાણતું નહોતું. કારણ કે સર્વે બનાવ રાતના વખતે અને રાજમહેલમાજ બન્યો હતો.

રાણી તેને ઇજા કરવા ઇચ્છતી નહોતી, તેથી તેણે પ્રધાનને કહ્યું કે,રાજકુટુબના અપરાધીને થયેલી શિક્ષાનો અમલ રાજાજીની સન્મુખમાંજ થવો જોઇએ. એમ કહી દરબારી સીપાઇઓ સાથે શેઠને અમરાવતી મોકલી દીધા અને કહાવ્યું કે આ અપરાધીને કાલેજ ફાંસી દેજો.

શેઠને વિદાય કરતી વખતે રાણીએ ફરીથી તેના કાનમાં કહ્યું કે, "ફાંસીના દાદરા સૂધી ગયા પછી પણ જો તમે વિચાર ફેરવશો તો તમને જીવતદાન, અઢળક દોલત અને એશઆરામ મળશે." જવાબમાં શેઠ કાંઇજ બોલ્યા નહિ. કારણ કે શક્તિ વિનાનો ક્રોધ કરવાથી શું લાભ? શેઠના ચાલી નીકળ્યા પછી થોડી વારે રાણી પ્રધાન સાથે શેઠના પણ પહેલાં અમરાવતી આવી પહોંચી અને પોતાના પતિને ખા-

નગીમાં મળીને ખરી હકીકતથી વાકેફ કર્યો.

બીજે દિવસે બપોરના બાર વાગ્યે શિક્ષા થવાની જગાએ બન્ને રાજાઓ, બન્ને પ્રધાનો, બીજા અમલદારો અને આસપાસ નગરવાસી લોકોની મોટી ઠઠ મળી. ત્યાં સુદર્શનશેઠને ફાંસી દેવા તથા કામાધસિંહનાં કાંડાં કાપવા સારૂ બન્નેને રાજપુરૂષોએ ત્યા આણ્યા.

એકનુ મડદાલ શરીર જોઇને દુઃખીઆ ઉપર દુઃખ પડતું જોઇ સર્વને દયા આવી, અને એક સુંદર-કોમળ શ્રીમંતને ફાંસી માટે સજ્જ થતો જોઇ લોકોની આંખોમાં આંસું આવ્યાં. રાજપુરૂષે લોકોમાં આ બંન્નેનાં નામ તથા ગુન્હા અને તે ગુન્હા માટે ફરમાવેલી શિક્ષા જાહેર કરી. આ સાંભળી બન્ને મિત્રોએ એક બીજાને ઓળખ્યા અને કામાંધસિંહ દોડીને સુદર્શનને ભેટી પડયો. સૌ લોકોના અને બંન્ને રાજાના અચંબા વચ્ચે તેણે સુદર્શન શેઠને કહ્યું કેઃ—

"મ્હારા વ્હાલા મિત્ર, તમારી આ દશા જોઇ મારૂં હૃદય ફાટી જાય છે અને મારૂં બધું દુઃખ વિસરી જઉં છું. આ રાજપુરૂષના જણાવ્યા પ્રમાણે ગુન્હો તમારાથી કદી પણ બને એ હુ સ્વપ્નમાં પણ માની શકતો નથી પણ શંભુ સત્યને સહાય કરશેજ. હું કે જે મહાપાપી છું અને હમણા તમને જે શિક્ષા ફરમાવી છે તે શિક્ષાને ખરેખર પાત્ર છું; તો તમારી જગા હું લઇશ અને એક શિયળવંત પુરૂષ દુનીઆને સારો દાખલો બેસાડવા વધું જીવે તે માટે હું ફાંસી પર ચડીશ "

પછી તે રાજાની તરફ ફરીને બોલ્યો કે, હે મહારાજા! દેહાંતદંડની શિક્ષા અમલમાં મૂકતા પહેલાં અપરાધી જે ઇચ્છા જણાવે તે પૂરી કરવા આપનો ધારો છે તે મુજબ

આ મારા ઇષ્ટ મિત્ર, પરમ ગુરૂ અને પ્રભુ તુલ્ય પુરૂષની વતી મને એટલી ઇચ્છા જણાવવા દો કે તેમની વતી મને ફાંસી દો અને તેને છૂટો કરો. મારા આ પક્ષપાતનુ કારણ આપ હમણાંજ સમજશો

એમ કહી તે લોકો તરફ ફર્યો અને બોલ્યો કે, અરે! મારા ઉપર દયાભાવથી જોનાર દયાળુ સદ્ગૃહસ્થો! તમે મને ફાંસીની શિક્ષા થયેલી જોઇ આટલાબધા દીલગીર થયાછો પણ મને આ જે શિક્ષા થઇછે તે વ્યાજબી થઇ છે. માટે દીલગીર થવાનું કાંઈ કારણ નથી. કહ્યું છે કે "કરેગા સો પાવેગા અને વાવેગા સો લણેગા." મને મારાં બૂરાં કર્તવ્યનું બૂરૂં ફળ મળ્યું છે તો તમે તે કૃત્યથી દૂર રહો તે માટે હું તમારા ભલાને સારૂ મને જે દુઃખ પડયાં છે તે ટૂંકામાં કહી બતાવુંછું. તે લક્ષ દેઇ સાંભળો.—

મારો આ વખત ઇશ્વરસ્મરણ કરવાનો છે, પણ મેં અઘોર અઘોર પાપ કર્યાંછે તેની માફી મને ઇશ્વર ટૂંક મુદતના સ્મરણથી આપે તેમ નથી. તો એ અઘોર પાપમાં પડતાં મારા મનુષ્યજાતિ ભાઇઓ બચે માટે મારા અનુભવથી બે બોલ બોલુંછું તે મને ઇશ્વરસ્મરણ રૂપ થઇ પડશે; કારણ કે અન્યનું ભલું ઇચ્છવું તે પણ એક જાતનુ પુન્ય છે.

"હું વિજયપુર નગરીના વિજયસિંહ રાજાનો ભાયાત થઉં અને આ સામા ઉભેલા સુદર્શનશેઠ ત્યાંના નગરશેઠના પુત્ર અને મારા મિત્ર થાય. અમો બને જણા દેશાટન કરવા નીકળ્યા હતા પણ ઘોડા ભડકવાથી જૂદા પડયા અને મારો ઘોડો મને એક ઉજડ જગામાં લાવ્યો. શરૂઆતમા ખરાબ પુસ્તકોના અભ્યાસથી મારી કલ્પનાશક્તિ વિષયી બની હતી પછી સ્ત્રી જાતિને અવલોકવાની ટેવમાંથી હું મનથી વ્યભિચારી થયો હતો. પરંતુ આ માગ

ગુરૂ સમ મિત્રની સોબતથી હું શરીરથી વ્યભિચારી થવા પામ્યો નહોતો પણ તે મારાથી છૂટા પડતા હુ લપટાયો. (એમ કહી પોતાનો બધો ઈતિહાસ કહી બતાવ્યો)

માત્ર ખરાબ કલ્પનામાથી વ્યભિચારી વિચાર, વ્યભિચારી વિચારમાંથી વ્યભિચારી કૃત્ય અને તેમાંથી ચોરી, જૂઠ, આદિ અનેક ગુન્હા અને નિચ કૃત્યો રૂપી ખાડામાં હું ઉતરી પડયો ખરી વાત છે કેઃ—

દોહરા.

"ચોરી, જૂઠ ગુના વળી, અધર્મ ને અન્યાય;
વિવિધ દોષ વ્યભિચારના, કુકર્મમાં કે'વાય. ૧
લાજ ઘટે સહુ લોકમાં, શત્રુતા શિર થાય;
અકાળ મૃત્યુ ઊપજે, જીવ કદાપિ જાય. ૨
સદ્‌ગુણ સઘળા હોય પણ, ચિત્ત ચાહે વ્યભિચાર;
જશ નવ પામે જગતમાં, કરે લોક ધિક્કાર. ૩
ઉત્તમ બુદ્ધિ ન ઉપજે, સૂઝે ન ઉદ્યમ સાર;
ગર્થ ગુમાવે ગાંઠનો, જારકર્મ કરનાર. ૪
કૂપ પડી મરવું ભલું, પીવું ભલું વિષપાન;
અનેક દુઃખની આપદા, નહિ વ્યભિચાર સમાન. ૫
નામ બૂડાડે બાપનું, કુળમાં ધરે કલંક;
ટળે ન કદિયે ટાળતાં, એ લાંછનનો અંક. ૬
નાક કપાયુ તે કદો, ફરી ન સાજું થાય;
લાંછન લાગ્યું તે કદી, જાર તણું નહિ જાય. ૭
પાછળથી પસ્તાય પણ, અંતે નહિ ઉપાય;
પડી પટોળે ભાત તે, જીર્ણ થતાં નવ જાય. ૮
માણસમાં ઉજળે મુખે, બોલી શકાય ન બોલ;
વ્યભિચારીનો વિશ્વમાં, તરણા તુલ્યે તોલ. ૯
હોય રાય કે રાંક પણ, નિશ્ચે બહુ નિંદાય;

શ્વાન તુલ્ય સહુકો ગણે, જીવતો પ્રેત જણાય." ૧૦

પદ-રાગ કાફી.

જીવડા, મા કર તૂં વ્યભિચાર-ટેક.

"લપટઝપટથીપકડેપિશાચો,નાખીદે નર્ક ખાડ જિ૦૧
મન ધાત ને ચિત્ત ચતુરાઇ, ચૂગી લે તે ગમાર. જિ૦૨
શોક કરીશ જ્યારેસંહુ જશેકો,ધાયનસંગી ધાર જિ૦૩
ઝટઝટઝટગટપીઅમ્રરસ તૂં,નર્મદ તજીને જાર.જિ૦૪"

વિષયમાં આવા અવગુણ છે માટે અરે! શ્રોતાજનો મારો દાખલો પ્રત્યક્ષ જોઇને તમે તેનાથી દૂર રહો એ મારી વિનંતી છે."

રાણી રૂપસુંદરી કે જે આ સ્થળે પડદો નખાવી બેઠી હતી તે હવે બહાર નીકળી આવી અને કહેવા લાગીકે—

અહો સત્યમૂર્ત્તિ શેઠજી, તમને આટલી ગભીર સ્થિતિમાં લાવવા માટે હું તમારી ક્ષમા માગુંછું. મેં આ સર્વ તમને જગતમાં શિયળવ્રત તરીકે પ્રસિદ્ધ કરવા અર્યોજ કર્યુ છે. બધી દુનીઆં જોશે અને મારા આ કહેવાથી જાણશે કે તમારી પરીક્ષા કરવા સારૂં મેં જે જે પ્રયત્ન કર્યા તે નિષ્ફળ ગયા છે, અને તમે બધી લાલચો ઉપર તુંબડા માફક તદ્દન કોરે-કોરા તરતાજ રહ્યા છો. આગની પાસે ઘી કદી ઓગળ્યા સિવાય રહેજ નહિ એ લોકવાક્યને તમે અપવાદ રૂપ થયા છો. તમારા જેવા પ્રજા-શણગારના માનાર્થે તમારા આ મિત્ર કે જે હવે ખત્તામાંથી સાદો ઉપદેશ પામ્યા છે, તેમનો ગુન્હો માફ કરવા હું રાજાજીને પ્રાર્થના કરૂંછું

અમરાવતીના રાજાએ એ પ્રાર્થના તરત સ્વિકારી અને કામાંધસિંહને છૂટો કર્યો. રાણી રૂપસુંદરીની સલાહથી તેના પતિએ વૃદ્ધ પ્રધાનનો ઝભ્ભો કે જેને માટે કોઇ યોગ્ય પાત્રની સોધમાં ( પ્રધાન હવે વૃદ્ધ થવાથી ) પ્રધાન તેમજ

રાજા ઘણા દિવસથી ફરતા હતા તે સુદર્શનશેઠને પહેરાવ્યો અને આગળથી આણેલા ફૂલથી શેઠને વધાવ્યા અને લોકોને મીઠાઇ વ્હેંચી. અમરાવતીના રાજાએ આ નવા પ્રધાનના માન્યાર્થે સર્વ કેદીઓને છૂટા કર્યાં અને સુદર્શન-શેઠને મોટા ઠાઠથી પોતાને ઘેર નોતર્યાં.

બીજે દિવસે રાજા રાણી તથા બન્ને પ્રધાન પોતાની નગરીમાં ગયા. કામાંધસિંહ પણ પોતાના મિત્ર ભેગો જઇ રહ્યો તેને સ્વદેશ અને વડીલોની રળેલી મિલ્કત કરતાં આવા મિત્રરત્નની સોબતમાં વધારે આનંદ અને સુખ જણાયું હવે તે તદ્દન પ્રમાણીક,શિયળવંત અને શુદ્ધ જીંદગી ગુજારવા લાગ્યો

## હિત શિક્ષા.

**વ્યભિચારી નર નર્કમાં પડશે, સુખસંપત્તિ ખોશેજી;**
**વચન ફળે ને સ્વર્ગ મળે એ, શિયળવંતને હોશે.**
**સુણજો. ૭**



## ( ૮ ) चोरी ए निर्धनतानुं मूळ.

Theft is the origin of Poverty

### પાણુજી અને મીણુજીની વાત.

ચોરપલ્લી ગામમાં ઘણા ચોર લોકો વસતા હતા, ત્યાં સતોજી કરીને એક કોળી રહેતો હતો. તે ખેતીનો ધંધો કરતો હતો અને પાસે એક હજાર રૂપીઆની મૂડી હતી વળી તે ચોરી કરતો નહિ તેથી તેની ગામમાં આબરૂ પણ સારી હતી.

તેને બે દીકરા હતા' મોટાનું નામ **પાણુજી** અને નાનાનું નામ **મીણુજી** હતું તે બન્ને નાનપણથી કુસંગને કરીને ચોરીનો ધંધો શીખ્યા હતા. **પાણુજી** પથ્થરસમ કઠણ કાળજાનો હતો અને મોટી મોટી ચોરીઓ તથા લૂટફાટ કરવામાં અગ્રેસર હતો **મીણુજી**, **પાણુજીની** સલાહ પ્રમાણે ચાલતો છતા જરા પોચા કાળજાનો હતો તે થોડું ઘણું લખતા વાચતા શીખ્યો હતો તેથી ચોપડીઓ વાચીને તેને કાઇક સદ્બોધ લાગ્યો હતો પણ **પાણુજીની** સોબતે કરીને તેની દાનત સાફ થઇ નહોતી. મનમા તો કાઇક ઇશ્વરનો ડર રાખતો હતો ખરો.

સતાજીના મુઆ પછી અનીતિનું નાણું ઘરમા ઘાલવાથી તેઓ બાપની મિલ્કત તથા આબરૂ ખોઇ બેઠા હતા અને " અન્નને ને દાંતને પણ વેર થયુ હતુ " કહ્યુંછે કે'—

**દોહરો.**

**નાણુ બીન નીતિ તણુ, નિશ્ચય નહિ રે'નાર;**
**મિયાંજી લાવે સૂઠિએ, અલ્લા ઉંટ હરનાર. ૧**

વળી કહ્યુંછે કેઃ—

## श्लोक.

अन्यायोपार्जितं द्रव्यं दशवर्षाणि तिष्ठति ।
प्राप्ते एकादशे वर्षे, समूलं च विनश्यति ॥ १ ॥

અર્થ—ખોટા માર્ગથી મેળવેલો પૈસો ઘણું ટકે તો દસ વર્ષ સુધી ટકે, એ પછી અગ્યારમે વર્ષે તે સઘળો જાય છે

**પાણુજી** ને **મીણુજીના** ઘરમા વીશ હાથનો વાસ ફરતો હતો. ઘરમાં કોઠી નહિ અને કોઠીમાં ભરવાનું નહિ કહ્યુંછે કે, "ધર્મે જય અને પાપે ક્ષય." વળી કહ્યુંછે કે, "ભીખનાં હાંલ્લાં સિંકે ચઢે નહિ અને નિસાસાનો માલ પહોંચે નહિ." તેઓએ ખેતીનાં ઓજાર પણ વેચી ખાધાં હતાં અને ખેતીનો ધંધો બીલકુલ કરતા નહોતા, માત્ર ચોરી કરીનેજ પોતાનું ગુજરાન ચલાવતા હતા.

આથી તેમની ખ્યાતી એટલી બધી હતી કે આસપાસના ગામમાં ચોરી થતી તોપણ તરત તેમને ડસકલા પહેરાવવામા આવતા હતા ! કહ્યુંછે કે, "નામિચો ચોર ગાર્યો જાય અને નામિચો વાણિયો રળી ખાય"

એક દિવસ **પાણુજીએ** **મીણુજીને** કહ્યું કે ભાઇ, ચોરી કરતાં આપણને ઘણા વરસ વીત્યાં પણ આપણી પાસે મૂડી થઇ નહિ તેમ ધરાઇને ધાન પણ પામ્યા નહિ. માટે હવે તો કોઇ મોટા શેઠીઆને ઘેર ખાતર પાડીને ઘણો પૈસો લાવીએ તો ઠીક; નહિતો આમાને આમા આપણી આ વરદા પૂરી થશે. એમ વાતચીત કરી તેઓએ ત્યાથી દશ ગાઉ ઉપર એક ધનપુર કરીને ધનવંત શહેર હતુ ત્યાં જઇને કોઇ શેઠીઆના ઘરમાં ખાતર પાડવાનો ઠરાવ કર્યો

બીજે દિવસે તેઓ સવારમા વહેલા રોટલા ખાઇને

ધનપુર જવા નીકળ્યા. પાંચેક ગાઉ ગયા એટલે તાપ થયો તેથી માર્ગમા જતાં **સત્યપુર** કરીને એક ગામ આવ્યું તેની ભાગોળમાં વડની છાંયા તળે બપોરા ગાળવા બેઠા. ત્યાં દેવતા સળગાવી હુકકો ભરી પીએ છે એવામાં એક કોળણ ફાટેલો સાલ્લો ઓઢયો છે, ફાટેલો ઘાઘરો પહેર્યો છે, ઘાઘરાનો ખોળો વાળ્યો છે અને કાખમા છોકરૂં તેડયું છે એવા વેષે શ્વાસભરી દોડતી આવે છે

તેનું નામ **સંતોક** હતું. તેને બે દીકરા અને બે દીકરીઓ હતી; તે સર્વે દસ વરસની અંદરનાં હતાં. તેનો ધણી આંધળો ને અફીણીઓ હતો તેથી ઘરમાં ખાધા પીધાની ઘણી વેળા પડતી હતી. પોતે ડોડી વીણીને તથા ભારા વેચીને પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતી હતી અને ધણીનું અફીણ પણ પૂરૂં પાડતી હતી. આટલું છતાં પણ તેની દાનત ઘણી સાફ હતી.

તે આ વખત ગામની ભાગોળમાં એક ધાવણી છોડીને સાથે લેઇને ડોડી વીણવા આવી હતી. ત્યાં આગળ પેલા **પાણજી** અને **મીણજી** બેઠા છે, તેની નજીકમાં એક આંબાનું ખેતર હતું તેની છાયા તળે એક વાણીઆની જાન બપોરા ગાળવા ઉતરી હતી તે ત્યાંથી ટાઢે પહોર થવાથી ઉપડી; એટલે તેમાંના એક જણનો ઘરેણાનો ડાબડો સરતચૂકથી ત્યાં પડયો રહ્યો હતો તે આ **સંતોકે** દીઠો તે તેણે લેઇને તેના માલિકને આપવા સારૂ—**કાખમાં તેડી છોડી, ખોળામાં લીધી ડોડી અને જાય દોડી દોડી !!**

તે આ બે ભાઇ બેઠા છે ત્યા આગળ વિશ્રામ લેવા ઉભી રહી તેને **પાણજીએ** કહ્યું કે *અલ્યો ! કેમ દોડાછો ?

**સંતોક**—પેલી જાનવાળામાના કોઇનો ડાબડો પણ

* આ એક સંબોધન કરવા માટે વપરાતો ગ્રામ્યશબ્દ છે.

પડયો રહ્યો હતો તે તેના ધણીને આપવા જઉંછું.

**પાણજી**—એ ડાબડામા ધરેણુ હશે તો તેથી તમારૂં જન્મારાનું દરિદ્ર નીકળી જશે તો તમારે પાછો શું કરવા આપવો જોઇએ? તમે કયા ચોરી કરવા ગયાં હતાં? માર્ગમાંથી જડયો છે. વળી તેના ધણીને ખબર પણ નથી કે તમને જડયો છે, તો તમારે તેને સામો ખોળીને આપવા શું કરવા જવું જોઇએ? તમારા જેવાં ગાડા કોણ હોય કે લક્ષ્મી હાલી ચાલીને ઘેર આવે તેને કાઢી મૂકે?

**સંતોક**—ભાઇ! મારે એવો હરામનો માલ ખપતો નથી. જ્યારે એના ધણીને ડાબડો ખોવાયાની ખબર પડશે ત્યારે એ કેટલો બધો હાયવલાય કરશે? અરેરે! આપણો જીવ એવો સહુનો જીવ!! આપણી એક પાઇ ખોવાય છે તો આપણને કેવું લાગે છે? તો આમાં તો કોણ જાણે કેટલાય હજાર રૂપીઆનો માલ હશે. વળી આપણે કેટલા કાળ કાઢવા છે કે એવો નિસાસાનો માલ લઇએ? પરમેશ્વરે દાંત આપ્યા છે તો ચાવણું પણ આપશે.

એવી વાતો કરેછે એવામા ત્યાં પેલા ડાબડાનો ધણી **નિર્ધનશા** ડાબડાની શોધ કરવા સારૂ બેબાકળો શ્વાસભર્યો દોડયો આવે છે. તેનુ મોં શીઆવીઆ થયેલું જોઇ તથા તેને દોડતો જોઈ **સંતોકે** પૂછ્યું કે, હે ભાઇ! તમે આમ શ્વાસભર્યા કેમ દોડો છો? તમારૂ કાંઇ ખોવાય છે?

**નિર્ધનશા**— ( અતિશય ગરીબાઇથી દયામણે મોંઢે ) અરે! બ્હેન! મારો ધરેણાનો ડાબડો પેલા આંબાવાડીઆમાં પડયો રહ્યો હતો તે હવે કોણ જાણે કોના હાથમાં આવ્યો હશે? તે જો જડનારના દિલમાં પરમેશ્વર વસે ને અપાવે તો આપે, નહિ તો રસ્તો ધોરી છે માટે શી ખબર પડે કે કોને જડયો છે? અરેરે! એ ડાબડામા હું કેટલું

એક પારકું ઘરેણું માગીને લાવેલો તે ભર્યું છે. મારૂં ગયું તેની તો હુ ફિકર રાખતો નથી પણ પારકાને શું આપવું ? મારી પાસે જો પૈસા હોત તો હું મારા ઘરનુ કરાવી આપત અને આટલો અફસોસ કરત નહિ પણ હવે એ માણસને શુ મોં દેખાડવુ ? અરેરે ! મને ઘેરથી નીકળતાંજ આડી બિલાડી ઉતરી હતી પણ હું નિર્ભાગી પાછો વળ્યો નહિ. હવે તો આ હડહડતા કળિયુગમાં એવું સત્યવત કોણ હોય કે જડેલો માલ પાછો આપે અને ડાબડો દેખી ન લોભાય? મે તો ખોવાયો છે ત્યારથીજ આશા મૂકી છે પણ મરવાના ગનસુબેજ પાછો આવ્યો છું, કારણકે ઘેર જઇને જેનુ ઘરેણું માગી લાવ્યો છું તેને શો જવાબ દેવો અને શુ મો દેખાડવું ? માટે કૂવામા પડતુ મૂકી મારો પ્રાણ ખોઇશ શીવ ! શીવ ! ! શીવ ! ! ! હવે તો મરવા વગર છૂટકો નથી. એમ કહી ઉભો હતો ત્યાંથી એકદમ પડતુ મૂકી ધ્રુશકે ને ધ્રુશકે લમણે હાથ મૂકીને રૂએ છે

**નિર્ધ**નશાને રોતો દેખીને **સ**ંતોકની આખમાં ઝળીઝળિયા ભરાઇ આવ્યા અને બોલી કે, શેઠજી, તમે રોશો નહિ; એ ડાબડો મને જડયો છે, અને તમને આપવા સારૂ હું આવતી હતી, પણ તેવામાં તમે સામા મળ્યા. તમે તમારી નિશાની બતાવીને ડાબડો ખુશીથી લ્યો.

"ડાબડો લ્યો" એવું સાંભળતાંજ **નિર્ધ**નશા રોમાચિત થયો અને ડાબડાની નિશાની બરાબર પૂરી; તેથી **સ**ંતોકે ડાબડો તેના હાથમાં મૂકયો અને બોલી કે—"ભાઇ, તમારો માલ સંભારજો." ડાબડો લેઇને **નિર્ધ**નશા ઉજમાળ થયો, જેમ અંધને નવાં ચક્ષુ આવે તેમ. આવી છેક કંગાલ હાલતની સ્ત્રીએ પણ ધનથી નહિ લોભાતા માલ કેવો પાછો આપ્યો છે ? ધન્ય છે ! **સ**ંતોકની ખુબીઆતીને ! !

નિર્ધનશાએ ડાબડો ઉઘાડીને માહેથી એક રૂ ૨૫) ની કિમ્મતનુ માદળિયુ કાઢીને **સંતોક**ની ડોકમાં નાખ્યુ અને બોલ્યો કે, હે બ્હેન! તમે આજથી મારી બ્હેન છો અને હુ તમારો ભાઇ છું માટે તમને જેટલો સાસરવાસો કરૂ તેટલો થોડો તમે મને આજે જીવતદાન દીધુ છે તેનો બદલો હુ શી રીતે વાળી શકીશ?

**સં**તોકે તરત ડોકમાંથી માદળિયું કાઢીને નિર્ધનશાના ખોળામા પાછુ નાખ્યુ અને બોલી કે, હે ભાઇ! હું એવો વગર મહેનતનો માલ લેતી નથી. મને પ્રભુએ હાથ પગ આપ્યા છે અને ખાવાને સારૂ ડોડી વાડોમા જોઇએ તેટલી નીપજાવી છે તો મારા આ હાથ પગ અને એ ડોડી સલામત જોઇએ! હુ તમારો વગર મહેનતનો માલ લેઇને કયે ભવ છૂટું?

**નિર્ધનશા**—બ્હેન, તમે મને આજે નવો અવતાર આપ્યો છે, તેના બદલામા હુ જે કાઇ આપુછુ તે છેક થોડું છે માટે તે કબૂલ કરો અને મારૂ મન ખુશી કરો.

**સંતોક**—ભાઇ, હું ક્રોડ ઉપાયે પણ એ લેનાર નથી માટે ખાલી મહેનત કરશો નહિ અને તમે તમારા રસ્તે ચાલતા થાઓ.

છેવટ નિર્ધનશાએ રૂ ૫) કાઢીને આપવા માંડ્યા તે પણ લીધા નહિ પણ તેનો બહુ આગ્રહ જોઇને બોલી કે, જાઓ તમારી બહુ તાણખેંચ છે તો મારી તરફથી એ રૂપીઆ કોઇ આધળાં લૂલાને આપી દેજો. એમ કહી **સં**તોક તથા નિર્ધનશા પોતપોતાને ઠેકાણે ગયા

હવે **મીણુજી, પાણુજી**ને કહે છેઃ ભાઇ, જોયુ કે? **સં**તોકે જડેલો માલ પણ લીધો નહિ, એટલુંજ નહિ પણ પેલા વાણીઆની બક્ષિસ પણ લીધી નહિ વળી એના શ-

રીર ઉપર પૂરાં લૂગડાં તો પહેરવા હતાં નહિ અને ઘરમ ખાવા ધાન પણ હતું નહિ, તેમ છતાં આવા અથાગ મા લથી લોભાઇ નહિ. અને આપણે તો પારકું ખાતર પાડીને લોકોના કોઠા કકળાવીને માલ લાવીએછીએ તો આપણે કયે ભવ છૂટીશું ? માટે હું તો આજથી ચોરી કરવા નહિ આવું તારે જવું હોય તો તું એકલો જા.

**પાણજી**—( કપટથી ) હા ભાઇ, મારૂં મન પણ એમજ કહે છે કે ચોરી ન કરવી પણ આપણે ઘેર જઇને ખાઇશું શું ? વળી આપણને કોઇ ધીરનાર પણ નથી કે ખેતી કરીએ માટે એક વાર ચોરી કરીને પછી બંધ કરીશું.

એવી રીતે કહી **પાણજીએ મીણજીને** ઘેર જવા દીધો નહિ. અને બને જણ ત્યાંથી ચાલ્યા તે પેલા ધનપુરની સીમમાં આવીને પડયા; ત્યાંથી રાતના બાર ઉપર એક વાગ્યે સહુ જળ જંપ્યું ( સહુ ઉંઘી ગયુ ) એટલે તેઓ શુકન જોઇને ગામમાં પેઠા. ત્યાં ધનપાળશા કરીને એક શ્રીમન્ત વાણીઆના ઘરમાં ખાતર પાડીને દાખલ થયા.

હવે અહીં ધનપાળશા તથા તેનો દીકરો બે પૈસાની ભૂલ માટે મેંડા ઉપર દીવો બાળી ચોપડા લેઇ નામુ તપાસે છે અને બાપ, દીકરાને ખીજે છે. આ જોઇ પેલો **મીણજી**, **પાણજીને** કહે છે કે ભાઇ, જોયુ કે ? જે બે પૈસા માટે અત્યાર સૂધી દીવો બાળી ઉજાગરો વેઠી મહેનત કરે છે, તેનું જ્યારે આપણે બોહોળું ધન લેઇશું ત્યારે એ પ્રભાતે કેટલી બધી હાયવલાય કરશે ? હું ધારૂં છું કે વખતે પ્રાણ પણ તજશે. માટે મારે તો આની એક પાઇ પણ લેવી *અગરાજ બરાબર છે.

આથી બને ભાઇઓ ત્યાંથી ઠાલામાલા બહાર નીક-

* અગ્રાહ્ય=લેવા લાયક નહિ તે.

જ્યા અને એક ગણિકાના ઘરમા ખાતર પાડીને પેઠા. ત્યાં ગણિકા—એક કોઢીઆ અને કદરૂપા પુરૂષને પતિસમ ગણી તેની ગુલામી કરે છે. આ જોઇને **મીણજીએ પાણજીને** કહ્યુ કે, આવું નીચ કામ તથા ગુલામી કરીને મેળવેલો પૈસો પણ લેવો ઘટિત નથી. એમ કહીને તેઓ ત્યાંથી ઠાલામાલા બહાર નીકળ્યા.

ત્યાંથી વળી એક બ્રાહ્મણના ઘરમાં ખાતર પાડીને પેઠા. ત્યા બ્રાહ્મણ ઉંઘમા પડયો પડયો સ્વસ્તિ બોલે છે અને લવે છે કે, તમારો જય થજો-તમારો વિજય થજો—તમારા એકના એકવીશ થજો —તમે **ભોજ** સમાન છો—એક ઘણું દાન સહસ્ત્ર ઘણ પુન્ય આવું સાંભળીને **મીણજીએ પાણજીને** કહ્યું કે, આવી રીતનો આશિર્વાદ દેઇને તથા સ્વસ્તિ કહીને ગરીબાઇથી મેળવેલો પૈસો પણ લેવો ઘટિત નથી. તેથી ત્યાથી પણ ઠાલામાલા બહાર નીકળ્યા. એટલે વહાણું વાવા આવ્યું તેથી પોતાના મુકામે આવ્યા.

પ્રાત કાળ થયો એટલે બને ભાઇઓ દાતણ પાણી કરી હુક્કો ભરી પીતાપીતા પાસેના ગામમા કોઇ સગાને ઘેર રોટલા ખાવા સારૂ જવા નીકળ્યા તેઓ ગામમા પેઠા એટલે નિશાળમાં એક છોકરો **શામળભટ**ની બનાવેલી નીચેની કવિતા મોટા સાદથી મહેતાજી આગળ બોલતો હતો.

## ચોપાઇ.

**"કાચો પારો ખાવો અંન, તેવું છે ચોરીનું ધંન;**
**કાચી ખાવી છે હરતાળ, તેવો છે ચોરીનો માલ. ૧**
**માથા ઉપર ભમે જયમ કાળ, તેવો છે ચોરીનો માલ;**
**કોવચ અડતાં ઉપડે ખાલ, તેવો છે ચોરીનો માલ. ૨**
**ગાણા આગળ જેવી ગાળ, તેવો છે ચોરીનો માલ;**

**કુડાં ચડાવે માથે આળ, તેવો છે ચોરીનો માલ. ૩**
**†અગ્નિ કેરી જેવી ઝાળ, તેવો છે ચોરીનો માલ;**
**જિવતી માખ ગળે કો ધણી, લખમી ન પચે ચોરો તણી.**
**આખું કોળું શાક ન થાય, વાસીદ સાંબેલું જાય;**
**તે તો જોવા જેવો તાલ, તેવો છે ચોરીનો માલ. ૫**
**સાહે છછુંદરને મુખ સાપ, મરે તરત તે ગળતાં આપ;**
**થાય આંધળો તજતાં હાલ, તેવો છે ચોરીનો માલ. ૬**
**માળી છીંડે રાખે છૂટ, બકરૂં કાઢતાં પેસે ઉંટ;**
**ફાંસ કાઢતાં પેસે સાલ, તેવો છે ચોરીનો માલ. ૭**
**રહે ન છાનું દહાડો રાત, વાએ ઊડી જાએ વાત;**
**થાય ન તેનો કરતાં થોભ, જાય બિલાડી મોભામોભ." ૮**

આ કવિતા **મીણજી** અને **પાણજી**એ ત્યાં આગળ ઉભા રહીને સાંભળી. **મીણજી**, થોડું ઘણું ભણેલો હતો તેથી તે કવિતાનો તમામ અર્થ સમજી ગયો અને મનમાં ચોરી ન કરવી એવો નિશ્ચય કર્યો **પાણજી** તો પથ્થર સમ કઠણ કાળજાનો હતો· તેને આટલો બધો બોધ મળ્યા છતાં તે બધુ પથ્થર ઉપર પાણી હતું.

**મીણજી**, કવિતાનો અર્થ સમજ્યો હતો પણ ઉપર જે **"કુડાં ચડાવે માથે આળ, તેવો છે ચોરીનો માલ."** એવું કહ્યુ તેનો ભાવાર્થ તેના સમજવામા આવ્યો નહિ. તેને એવો શક ઉત્પન્ન થયો કે—"ચોરીનો માલ, બીજા જૂઠા આળ ચઢાવે" એ તે શુ? તેથી એ પદ તે વારવાર બોલતો ચાલે છે તેવામા એક પોલિસનો સિપાઇ એક કેદીને

† જેવી અગ્નિની ઝાળ છે તેવો ચોરીનો માલ છે. એટલે તે જેના ઘરમાં જાય છે તેને ઘણુ નુકસાન થાય છે ચોરી કરનાર ગુન્હેગાર છે તેમ ચોરીનો માલ સંઘરનાર તથા વેચાતી લેનાર પણ ગુન્હેગાર છે. તેથી સરકારે એ ત્રણેને શિક્ષા ઠરાવી છે

લેઇને આવે છે. **મીણુજીનુ** બોલવું સાંભળીને કેદી બોલ્યો કે, ઠાકોર સાહેબ, તમે કહોછો તે ખરૂં છે, મારે પણ એમજ બન્યુ છે. **મીણુજી** કહે છે તે કેમ? કેદી કહે છે, સાંભળોઃ—

મેં કોઇનો ખેસ સારો જાણીને ચોરી લીધો; પછી મને એમ સૂઝયું કે મેં કોઇ દિવસ ચોરી કરી નથી તો આ સવા રૂપીઆના ખેસ માટે જીવ કોણ બગાડે? તેથી હું તેના ધણીને તે પાછો આપવા ગયો તો તેનો ધણી કહે કે, મેં એને છેડે રૂ૫) બાંધ્યા હતા તે લાવો હવે હુ આ રૂપીઆની વાત જાણુનો નથી, કાંતો એ જૂઠુ બોલતો હોય અથવા મે ખેસ લીધા પહેલાં કોઇએ છોડી લીધા હોય. ગમે તેમ હો પણ તેના ધણીએ મને ખોટું આળ ચઢાવી *ચોર બનાવ્યો મેં જો રૂપીઆ લીધા હોત તો હું ખેસ

---

* **ચોર ઘણી જાતના છેઃ**-૧**ગંઠીછોડા**—લોકોની ગાંઠો છોડે છે, ગજવાં કાપે છે, ગાઠડી છોડે છે, ઘરેણા તોડે છે વીગરે ધંધો સહુકારનો વેશ પહેરીને કરે છે ૨ **ફાંસિયા અને ગલકટ્ટા**—તેઓ માર્ગમા જતા ફાસી દેઇને કે ગળુ કાપીને ધન લેઇ લેછે ૩ **લુંટારાચોર**—માર્ગે જનારને આંતરીને સર્વસ્વ લૂંટી લેછે ૪ **જુગારી ચોર**—બાજીમાં હરાવીને ધન હરે છે તે ન આપે તો મારી નાખીને લેછે ૫ **ખાતર પડાચોર**—રાત્રિએ ઘર ફોચીને છાનામાના લેઇ જાય છે ૬ **ઠગારા અથવા ધૂતારા ચોર**-માણસની બુદ્ધિ ભમાવીને ધન હરી લેછે કીમીઆગર, ભૂવા, જાદુગર વીગરે કેટલાક વિશ્વાસ દેઇને ધન હરે છે, કેટલાક દોરાધાગા કરી ધન લેછે ૭ **લાંચિયાચોર**-લાચ લેઇને અન્યાય કરે છે ૮ **કીસબચોર-વણજચોર**-વેપારમાં ભેળશેળ કરીને વેચે છે તથા વત્તુ લેઇને ઓછું આપે છે ૯ **આઠિયા ચોર**-જૂઠા દસ્તાવેજ લખીને કપટ કરે છે ૧૦ **ધાડપાડનારા ચોર**-ધાડ પાડીને હાથમાં જે આવ્યુ તે લેઇ જાય છે ૧૧ **ચ-**

પાછો શું કરવા આપવા જાત? માટે ઠાકોર સાહેબ, તમે કહોછો કે–"કુડાં ચઢાવે માથે આળ, તેવો છે ચોરીનો માલ," એ ખરૂ છે

પછી કેદીને લેઈ સિપાઇ ચાલતો થયો અને **પાણ-જી** તથા **મીણજી** રોટલા ખાવા ગયા

**મીણજી**ને હવે પેલી કવિતા ઉપર સંપૂર્ણ વિશ્વાસ બેઠો અને તેનુ કાળજું છેક મીણ જેવું થઇ ગયુ તેણે કહ્યું કે ધન્ય છે આ કવિતા બનાવનારને ! આથી તે વારંવાર તે કવિતા હળવે હળવે બોલતો હતો અને વિચારતો હતો.

બંને ભાઇઓ રોટલા જમીને હુક્કો* ભરીને બેઠા ત્યાં વળી **મીણજી**ને યાદ આવ્યુ કે–**"માથા ઉપર ભમે જ્યમ કાળ, તેવો છે ચોરીનો માલ"** એવું કવિએ કહ્યું છે તે પણ ખરૂં છે અમે ચોરીનો માલ લેવા ફરીએ છીએ અને મોત અમારી પાછળ ફરે છે માટે હવે જાણી જોઇને કૂવામાં કોણ પડે? બળ્યો એ ચોરીનો ધંધો ! ખાય બધાંય ને ભોગવવું એકલાને અહીં ચોરી કરતાં પકડાઇએ તો શિક્ષા આપણને થાય અને પરમેશ્વરને ત્યા પણ શિક્ષા આપણને થાય માટે ધિક્ક છે આ ચોરીના ધધાને ! અરેરે ! બિચારા ભૂખ, તરસ, તાપ અને દુઃખ વેઠીને તથા આતરડે ગાઠો વાળીને મહા મહા મહેનતે પૈસો ભેગો કરે છે, તેનું સામટુ ધન એકે ફેરે જાય ત્યારે તે કેટલાબધા નિ-સાસા નાખે અને હાયવલાય કરે ! તે બિચારાના કોઠા ક-કળાવીને તથા આતરડી બાળીને ધન લેઇએ-તેના શ્રાપ લાગ્યા વગર કેમ રહે? આ કારણથીજ ચોરીના ધધામા જેવારો નથી. કોઇ ચોર લખેશરી થયો હોય એવું સાંભ-ળ્યું નથી. મારા બાપ પાસે એક હજાર રૂપીઆની રોકડ હતી તથા બસેં ત્રણસેં રૂપીઆની બીજી મિલ્કત હતી તે

સર્વે એમના મુઆ પછી અમે અમારી ખરાબ દાનતથી ખોઇ બેઠા. માટે આજથી '**સોમૈયા તારે માથે જળ**' કે ચોરી ન કરવી. '**કીડીને કણ ને હાથીને મણ**' મળી રહે છે તો શું મારૂં પેટ નહિ ભરાય ? એમ વિચારી **મી-ણુજી, પાણુજીને** કહ્યા વગર છાનોમાનો ઘેર આવતો રહ્યો.

**પાણુજીએ મીણુજીની** શોધ કરી પણ જડયો નહિ તે-થી તે બીજા કોઇ માણુસને સાથે લેઇને પેલા **ધનપુર** ગા-મમાં રાત્રે ચોરી કરવા પેઠો ત્યા એક વાણીઆના ઘરમા ખાતર પાડીને પટારામાંથી એક હજાર રૂપીઆના દાગીના કાઢયા આ વાતની ચોકીઆતોને ખબર પડવાથી તેઓ કો-ચેલે ઠેકાણે ઉભા રહ્યા હતા જેવો તે ધન લેઇ બહાર ની-કળવા સારૂ કોચેલા બાકામા પગ ઘાલે છે તેવાજ તેના બને પગ ચોકીઆતોએ ઝાલ્યા. આ વાતની પેલા સાથેના માણુસને ખબર પડવાથી ( તેનુ નામ **પાણુજી** દે તો તે માર્યો જાય એવા ડરથી ) તે **પાણુજીનુ** માથુ કાપી નાખી બારણે થઇને બહાર નીકળી ગયો **પાણુજીના** માથા વગ-રના ધડને ચોકીઆતોએ બહાર ખેંચી કાઢયુ અને તેને વગડામા જઇને દાટયું ત્યા તેના મડદાને શિયાળ વિગેરે જનાવરોએ ઉતરડી ખાધુ

પેલો **મીણુજી** ઘેર આવીને કોઇને ત્યા ખાવુપીવુ ને રૂ ૪) ના પગારથી મહીનાદાર રહ્યો. અને સાફ દાનતથી વૈતરૂં કરી સુખમાં દિવસ ગુજારવા લાગ્યો. એમ બાર મહિના સૂધી કોસ તાણીને તથા વૈતરૂં કરીને રૂ ૪૦) બચાવ્યા તેના બે બળદ લેઇને ખેતી કરવા લાગ્યો. કહ્યું છે કે—" જેની દાનત સાફ છે તેને ઇશ્વર સહાય છે. " વળી કહ્યુંછે કે—" માણુસ તો મહેનત કરેછે પણ ધન, નૈયત મેળવે છે " જેની દા-નત સૂધરી તેનુ નસીબ પણ સૂધર્યું સમજવું. **મીણુજીને**

ખેડ કરતાં ખેતરમાંથી એક સોનામહોરોનો ભરેલો ચરૂ જડયો તેથી તેની દરિદ્રતા ગઇ અને સુખમા દિવસ નિર્ગમન કરવા લાગ્યો અને તેના બાપ કરતા પણ ઇજ્જત વધારી આ એની મહેનતનુ ફળ નહોતું પણ નૈયતનુ હતુ. માણસ કહેછે કે—"નસીબ મોટું છે" પણ "નસીબ એજ નૈયત"

## હિતશિક્ષા.

ચોરી તે કરતાં રાયજી ડંડે, પરભવ નર્કમાં જાવેજી;
ત્રાસને પૈસે ઉંચો ન આવે, ગાંઠની મૂડી ગુમાવે.
સુણજો સરવેજી. ૮



# ( ૧ ) "દાનત તેવી બરકત" અથવા ભલાનું ભલું અને ભૂંડાનું ભૂંડું.

"Frost and fraud both end in foul"
or
"Cheating play never thrives"

## ભલા અને ભૂંડાની વાત.

**ભલો** અને **ભૂંડો** એ નામના બે મિત્રો હતા. તેમાં **ભલો** તે કેવળ ભલોજ હતો; અવગુણ કરનારનો પણ ગુણ કરે તેવો, દયાળુ, માયાળુ અને મળે તેને (ખરા મિત્રને) જીવ આપે તેવો હતો આથી પરમેશ્વરની તેના ઉપર બહુ કૃપા હતી અને ઘરમા પૈસો પણ પુષ્કળ હતો **ભૂંડા**મા આથી ઉલટા ગુણ હતા; તે તો કેવળ ભૂડાનો સરદાર હતો. પોતાને સારૂ જીવ આપનારનો પણ જીવ લે તેવો હતો. આથી "દાનત તેવી બરકત" તે કહેવત પ્રમાણે તેને હતુ. મતલબ કે ઘરમા હાંલ્લા કુસ્તી કરતા હતા !

**ભલો**, **ભૂંડા**ની બહુ બરદાસ્ત રાખતો હતો તેને વારવાર પોતાને ઘેર જમાડતો અને તેના ઘરમા ખૂટતી જણસ પોતાના ઘેરથી મોકલતો. ટુંકામા—તેના ઘરનુ અર્ધું ગુજરાન પોતે ચલાવતો હતો; વળી માથે આફત આવી હોય તો તેમા મદદ કરતો. ખરૂ કહીએ તો **ભલા**નો **ભૂંડા** ઉપર સગા ભાઇ કરતાં પણ વધારે ભાવ હતો.

એક દિવસ **ભલા**એ એવો વિચાર કર્યો કે—મારે **ભૂં**-

ડાને લેઇને કોઇ જાત્રાના સ્થળે જઇ તેની ભાગ્યદશા સૂધા-
રવા કાઇ પૂન્યદાન કરવું તથા ત્યાં જઇને તેને કેટલુક દ્રવ્ય
બક્ષિસ કરવું. એમ વિચારી કેટલુક દ્રવ્ય લેઇ, એક ગાડી
જોડાવી **ભૂં**ડા સાથે પોતે **કાશી**એ જવા નીકળ્યો. માર્ગમા
જતાં દ્રવ્ય દેખીને **ભૂં**ડાની નજર બગડી તેણે વિચાર્યું કે—
**ભ**લાને મારીને આ બધી મિલ્કત લેઇ લઉં તો કેવું સારૂ ?
દૈવ જાણે ! ત્યાં જઇને તે મને દ્રવ્ય આપે કે ન આપે
કાલની કોને ખબર છે ? અને કદાપિ આપશે તો બધુ આ-
પશે નહિ. માટે અગાઉથી લીધું એ આપણા બાપનુ ! અ-
ને લીધુ એટલે લેવું મટયું ! ! એમ વિચારી **ભ**લાને માર-
વાનો લાગ તાકી બેઠો

માર્ગમાં જતાં કોઇ ઠેકાણે વિસામો કર્યો; ત્યાં **ભ**લો ઉંઘી
ગયેલો જોઈ **ભૂં**ડો, **ભ**લાની છાતી ઉપર છરો લેઇને ચઢી
બેઠો તેથી **ભ**લો ઝબકીને જાગ્યો અને બોલ્યો કે ધાજોરે !
ધાજો ! ! આ કોઈ દુષ્ટ મારા પ્રાણ હરે છે. **ભૂં**ડાને મદદે
આવવા તેનુ નામ પોકારી ઘણી બૂમો પાડી પણ તે બોલ્યો
નહિ તેથી અરૂપરૂ જોતાં **ભૂં**ડાભાઇને આ ભૂડું કૃત્ય કર-
વા છાતી ઉપર ચઢેલો દીઠો ! તેથી તે **ભૂં**ડાને કરગરીને
કહેવા લાગ્યો કે, હે ભાઇ ! તું મને શું કરવા મારે છે? આ
બધી મિલ્કત **કાશી**એ જઇને તનેજ આપવાની છે. તે જો
તારા માનવામા ન આવતું હોય તો જા, તને અત્યારથી બ-
ક્ષિસ કરૂ છુ તે લેઇને તું સુખેથી ઘેર જા અથવા મારી સાથે
આવ પણ આ વાત ( મારવાની ) કોઇને કહુ તો મને મારા
ઇષ્ટિ દેવના સોગન છે હુ જીવતો હઇશ તો વળી કોઇક વ-
ખત તારૂં કામ કરીશ. મને મારવાથી તારૂ શું વળશે ? હું
તારા દુ:ખે દુભાઉછું અને તું મને મારવા ઉભો થયો છે તો
તારા જેવો કૃતઘ્ની કોણ હોય ? આવી રીતે **ભ**લાએ તેને

ઘણા કાલાવાલા કર્યા તથા લાલચ દીધી તો પણ **ભૂંડાએ** તેનો જાતિસ્વભાવ મૂકવાની હા પાડી નહિ. તેથી ફરીથી **ભલાએ** ઘણા કાલાવાલા કરીને કહ્યું કે, હે ભાઇ! તુ મને આ વખત પ્રાણદાન આપીશ તો હું તને ઘેર જઇને મારી બધી મિલ્કત માત્ર એક પોતિયાભેર નીકળીને આપીશ. એ માટે આ મારૂ ને મારા બાપદાદાનુ વચન છે આવી રીતના આગ્રહથી તેનુ મન કાંઇક પીગળ્યું અને **ભલાને** જીવથી મારવાનો વિચાર માંડીવાળી આ એકાંત ખીચોખીચ ઝાડીના એક જબરા ઝાડ સાથે તેને સજ્જડ બાંધી તેની ગાડી વિગેરે લઇ પોતાના ઘર તરફ **ભૂંડો** ચાલતો થયો. તેણે એમ વિચાર્યું કે આવી એકાંત અને અગમ્ય જગામા કોણ તેને છોડાવવા આવવાનુ છે? ભૂખ્યો, તરશ્યો અને બધનથી પીડાતો તે થોડા રોજમા પ્રાણ છોડશે

ઘેર આવીને **ભલાની** વહુને તેણે કહ્યુ કે, **ભલાને** માર્ગમા કોગળીઉં આવ્યુ તેથી તે મરણ પામ્યો તેની લાસને બાળીને હું કોગળિયાના ડરથી જાત્રાએ નહિ જતાં તાકીદથી ઘેર આવ્યોછું. એવી રીતે કહી તેના ઘેર કાણ મંડાવી; અને ઝાઝું રોઇ મિત્ર મુઆની લોકોમાં દીલગીરી બતાવી ખાલી ઢોગ કર્યો.

**ભૂંડાના** ગયા પછી **ભલાએ** ૬ કલાક મહા દુઃખમાં કાઢ્યા. તેણે જીવવાની આશા હવે લગભગ છોડી હતી. અને પોતાના ઉપર જુલમ કરનારને શ્રાપ દીધા સિવાય કે ક્રોધથી આત્મઘાતી બન્યા સિવાય માત્ર નિર્જરૂપમાંજ જીવ પરોવ્યો હતો. લોકો કહે છે કે ફલાણો સરદાર લડાઇમાં એવો બહાદુર છે કે મોતથી પણ ડરતો નથી પણ એવું કહેનારા થોડુજ સમજે છે કે એ કાંઇ મોતથી નિડરપણું ન ગણાય લડાઇમાં વાજીત્રના નાદ અને ઉશ્કેરણીના અ-

